હુજરતે (સલ) ફરમાવ્યું છે

"ખોદા જેના વિષે ભલાઈ ચાહે છે તેને દીનમાં સમજ આપે છે."

# તાલીમુલ-ઈસ્લામ

અથવા

# ઇસ્લામી કેળવણી

## ભાગ ૧ લો


ઉર્દુથી ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર

અબ્દુર રહીમ બી. મૌલાના ગુલામ મોહંમદ સાહેબ

રાંદેર જી. સુરત



જમાદીલ આખર સને ૧૩૪૪ હીજરી

પહેલી આવૃત્તિ પ્રત ૩૦૦૦





સુરત-ખપાટીઆ ચકલાપર આવેલા મેસર્સ વિદ્યાર્થી ફ્રેન્ડ કું. ની

"સમાચાર" પ્રીન્ટીંગ પ્રેસમાં બળવંતરાય રતનજી દેસાઇએ છાપ્યું.

કીં. બે આના

# પ્રસ્તાવના.

## મોટો મહેરબાન રહમ કર્તા ખુદાના નામથી.

સર્વ વખાણ અલ્લાહને માટેજ છે. અને આખેરતની સઘળી ખુબીઓ પરહેજગારોને માટે છે. અને દરૂદ અને સલામ હજરત મોહંમદ મુસતફા તથા આપની આલ, અને સહાબા, તથા સર્વે મુસલમાનો પર થાઓ.

ત્યાર બાદ અબ્દુર રહીમ બી. મૌલાના ગુલામ મોહંમદ સાદિક કહે છે, કે ખુદા પાકનો લાખ લાખ શુકર છે, કે તેણે ઘણા દિવસોની મારી ઇચ્છા પુરી કરી, કે મારા ઉસ્તાદ હજરત મૌલાના મુફતી મોહંમદ કિફાયતુલ્લાહ સાહેબે અગત્યતા પુર્વક તાલીમુલ ઇસ્લામ નામનો રિસાલો ઉર્દુમાં રચી પ્રસીદ્ધ કર્યો, અને તેના પહેલા ભાગને નાચીજથી ગુજરાતીમાં ભાષાંતર કરાવી પ્રગટ કરાવ્યો. ઓ અલ્લાહ! તું એને મકબુલ (લોકોપયોગી) બનાવી આખેરતનો તોશો કર. અને બીજા ભાગોનો તરજુમો કરવામાં મદદ આપ આમીન.

ઇસ્લામી ભાઇઓ—વિનંતી કે આ રિસાલાને ઉમંગથી પઢશો, અને વહાલા બાળકો માટે સ્કુલોમાં ચલાવવા કોશીશ કરશો. કેમકે આ રિસાલાને બાળકો માટે ઘણોજ ફાયદા કારક સમજું છું.

લી૦ અબ્દુર રહીમ




## મોટો મહેરબાન રહમ કર્તા ખુદાના નામથી

સવાલ-તમે કોણ છો (એટલે ધર્મની રૂએ તમારૂં નામ શું છે)?

જવાબ-મુસલમાન.

સવાલ-મુસલમાનોના ધર્મ ( મઝહબ )નું નામ અથવા તમારા ધર્મનું નામ શું છે ?

જવાબ-ઇસ્લામ.

સવાલ-ઇસ્લામ શું શીખવે છે અથવા કયા ધર્મને કહેછે ?

જવાબ-ખુદા એકજ છે. બંદગીના લાયક તેજ છે. અને હજરત મોહંમદ [સલ] ખુદાના બંદા અને રસુલ છે. અને કુરાન શરીફ અલ્લાહની કિતાબ છે. માત્ર ઇસ્લામ એક સાચો ધર્મ છે, જે અમને દીન, અને દુનિયાની સર્વે ભલાઇઓ અને સારી વાતો શીખવે છે.

---

જ્યાં (સલ) લખ્યું હોય તેને સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પઢવું.

સવાલ-ઇસ્લામનો કલેમો કયો છે ?

જવાબ-ઇસ્લામનો કલેમો આ છે. લાએલાહ ઇલ્લલ્લાહો મોહંમદુર રસૂલુલ્લાહ[1] આ કલેમાને કલેમએ તૈયેબહ અને કલેમએ તોહીદ પણ કહે છે.

સવાલ-શહાદતનો કલેમો કયો છે ?

જવાબ-કલેમએ શહાદત આ છે. અશહદો અલ્લા એલાહા ઇલ્લલ્લાહો વ અશહદો અન્ન મોહંમદન અબ્દોહુ વ રસૂલોહ[2]

સવાલ-ઇમાને મુજમલ કોને કહે છે ?

જવાબ-ઇમાને મુજમલ આ છે. આમન્તો બિલ્લાહે કમાહોવા બે અરમાએહી વ સેફાતેહી વ કબિલ્તો જમીઅ અહકામેહી[3]

સવાલ-ઇમાને મોફસ્સલ શું છે ?

જવાબ-આમન્તો બિલ્લાહે વ મલાએકતેહી વ કોતોબેહી વ રોસોલેહી વલયવમિલ આખેરે વલકદરે ખેરેહી વ શરરેહી મિનલ્લાહે તઆલા વલબઅસે બઅદલ મૌત[4]

(૧) અર્થ-ખુદા વગર કોઇ પૂજ્ય નથી (અને) હજરત મોહંમદ(સલ) તેના બંદા છે.

(૨) અર્થ-હું સાક્ષી આપું છું કે ખુદા વગર કોઇ પુજ્ય (માબુદ) નથી અને હું સાક્ષી આપું છું કે હજરત મોહંમદ (સલ) તેના બંદા અને રસૂલ છે.

(૩) અર્થ-હું ઇમાન લાવ્યો ખુદા પર જેવો કે તે પોતાના નામો સાથે અને સિફતો (ગુણો) સાથે છે અને મેં તેના દરેક હુકમોને કબુલ કર્યા.

(૪) અર્થ-હું ઇમાન લાવ્યો અલ્લાહ ઉપર અને તેના ફિરસ્તાઓ પર, અને તેની કિતાબો ઉપર, અને તેના રસૂલો ઉપર અને કયામતના દિવસ ઉપર, અને આ વાત ઉપર કે નેકી તથા બદી તેનાજ તરફથી છે અને મર્યા પછી ઉઠવા પર. અબ્દુર્રહીમ.

સવાલ-તમને કોણે પેદા કર્યા ?

જવાબ-અમને, અમારા મા બાપને, આસ્માનોને, જમીનોને, તેમજ સર્વ દુનિયાને ખુદાપાકે પેદા કર્યાં છે.

સવાલ-ખુદાએ દુનિયાને કઇ ચીજથી બનાવી ?

જવાબ-પોતાની કુદરત અને હુકમથી પેદા કરી છે.

સવાલ-જે લોકો ખુદાને માનતા નથી તેઓ શું કહેવાય છે ?

જવાબ-તેઓને કાફેર કહે છે ?

સવાલ-જે લોકો ખુદા સિવાય બીજી વસ્તુઓની પુજા કરે છે જેમકે હિન્દુ મૂર્તિ પુજે છે તેઓને શું કહે છે ?

જવાબ-એવા માણસોને કાફેર અને મુશરેક કહે છે.

સવાલ-જે લોકો બે ત્રણ ખુદા માને જેમકે ઇસાઇ ( ખ્રીસ્તિ ) ત્રણ ખુદા માને છે તેઓને શું કહે છે ?

જવાબ-તેમને પણ કાફેર અને મુશરેક કહે છે.

સવાલ-કાફેરોને મુક્તિ (નજાત) મળશે કે નહિ ?

જવાબ-કાફેરોને નજાત મળશે નહિ. તેઓ હંમેશાં દુ:ખ અને અઝાબમાં રહેશે.

સવાલ-હજરત મોહંમદ (સલ) કોણ હતા ?

જવાબ-હજરત મોહંમદ ( સલ ) ખુદાના બંદા અને તેના રસૂલ હતા. અમો તેમની ઉમ્મતમાં છીએ.

સવાલ-અમારા પેગમ્બર હજરત મોહંમદ (સલ) નો જન્મ કયાં થયો હતો ?

જવાબ-અરબસ્તાનમાં મક્કા શરીફ નામનું એક શહેર છે, ત્યાં આપ જનમ્યા હતા.

સવાલ-આપના પિતા અને દાદાનું નામ શું હતું ?

જવાબ-આપના પિતા સાહેબનું નામ અબ્દુલ્લાહ, અને દાદાનું નામ અબ્દુલ મુત્તલિબ હતું.

સવાલ—અમારા પેગમ્બર ( સલ ) બીજા પેગમ્બરોથી શ્રેષ્ટ છે અથવા નહિ ?

જવાબ—અમારા પેગમ્બર (સલ) ની પદવી સર્વે પૈગમ્બરોથી ઉંચી છે બલકે આપ ખુદાની સર્વે મખલુકથી શ્રેષ્ટ છે.

સવાલ—હજરત મોહંમદ (સલ) આખી ઉમર ક્યાં રહ્યા ?

જવાબ—ત્રેપન વર્ષની ઉમર સુધી પોતાના શહેર મક્કા શરીફમા રહ્યા. ત્યાર પછી ખુદાના હુકમથી મદીના મુનવ્વરામાં ગયા, અને ત્યાં દશ વર્ષ રહી ત્રેસઠ વર્ષની વયે વફાત પામ્યા.

સવાલ—જે કોઈ હજરત મોહંમદ (સલ) ને ન માને તે કેવો છે ?

જવાબ—જે માણુસ હજરત (સલ) ને અલ્લાહના રસૂલ માને નહિ તે પણ કાફેર છે.

સવાલ—હજરત મોહંમદ (સલ) ને માનવાની શું મતલબ છે ?

જવાબ—હજરત (સલ) ને ખાત્રીપુર્વક અલ્લાહના મોકલેલા પેગમ્બર જાણે, અને ખુદા સિવાય સર્વે જહાનથી આપને શ્રેષ્ટ જાણે, અને આપથી મોહબ્બત રાખે અને આપના હુકમોની તાબેદારી કરે.

સવાલ—કેવી રીતે જણાયું કે હજરત મોહંમદ (સલ) અલ્લાહના પેગમ્બર છે ?

જવાબ—તેઓએ એવાં સારાં સારાં કામ કર્યાં અને એવી એવી વાતો દેખાડી અને જણાવી કે જે પેગમ્બરો સિવાય કોઈ પણ માણુસ દેખાડી શકતો નથી.

સવાલ—કુરઆન શરીફ ખુદાની કિતાબ છે એ કેમ જણાયું ?

જવાબ—હજરત મોહંમદ (સલ) એ ફરમાવ્યું કે આ કુરઆન શરીફ ખુદાની કિતાબ છે. ખુદા પાકે મારા ઉપર ઉતારી છે.

સવાલ—કુરઆન મજીદ હજરત ( સલ ) પર એકી વખતે ઉતર્યું અથવા થોડું થોડું ?

જવાબ—થોડું થોડું ઉતર્યું કદી એક આયત, કોઈવાર બે ચાર આયતો, કોઇ વખત એક આખી સુરત, જેમ જરૂર પડતી ગઇ તેમ ઉતરતું ગયું.

સવાલ—કેટલી મુદતમાં પુરૂં કુરઆન શરીફ ઉતરી રહ્યું ?
જવાબ—ત્રેવીસ વર્ષમાં.
સવાલ—કુરઆન મજીદ કેવી રીતે ઉતરતું હતું ?
જવાબ—હજરત જીબ્રઇલ ( અલે ) આવી આપને આયત અથવા સૂરત સંભળાવતા હતા, અને આપ તેને સાંભળી મોઢે કરી લેતા હતા, અને કોઇ લખનારને બોલાવી લખાવી આપતા હતા.
સવાલ—હજરત પોતે કેમ લખતા ન હતા ?
જવાબ—કારણ કે આપ ઉમ્મી હતા.
સવાલ—ઉમ્મી કોને કહે છે ?
જવાબ—જેણે કોઇ પાસે લખતાં વાંચતાં શીખ્યું ન હોય તેને ઉમ્મી કહે છે. જો કે હજરતે [સલ] દુનિયામાં કોઇ પાસેથી કેળવણી લીધી ન હતી પણ ખુદા તઆલાએ આપને સર્વ મખલુકથી વધુ વિદ્યા આપી હતી.
સવાલ—હજરત જીબ્રઇલ [અલે] કોણ છે ?
જવાબ—ફિરશતા છે અલ્લાહના હુકમ પેગમ્બરોને પહોંચાડતા હતા.
સવાલ—મુસલમાન ખુદાની બંદગી કેવી રીતે કરે છે ?
જવાબ—[૧] નમાઝ પઢે છે, [૨] રોઝા રાખે છે, [૩] માલની ઝકાત આપે છે, [૪] હજ કરે છે.
સવાલ—નમાઝ કોને કહે છે ?
જવાબ—નમાઝ ખુદાની બંદગી કરવાની એક ખાસ રીત છે. જેને અલ્લાહે પાકે કુરઆન શરીફમાં અને હજરતે [સલ] હદીસોમાં મુસલમાનોને શીખવી છે.
સવાલ—બંદગીના કયા તરીકાને નમાઝ કહે છે ?
જવાબ—ઘરમાં અથવા મસજીદમાં ખુદાપાકની સામે હાથ બાંધી ઉભા રહેવું, કુરઆન શરીફ પઢવું, અલ્લાહની તારીફ કરવી, તેની તાજીમ કરવી, તેની સામે નમી જવું, અને ભોંય ઉપર માથું મૂકી તેની મોટાઇ અને પોતાની હલકાઇ તેમ નમ્રતા જાહેર કરવી તે નમાઝ છે.

---
જ્યાં (અલે) લખ્યું હોય તેને અલૈહિસ્સલામ પઢવું. અ. ર.

સવાલ—મસજીદમાં નમાઝ પઢવાથી માણુસ ખુદાની સામે હોય છે અથવા ઘરમાં પઢવાથી ?

જવાબ—ખુદાતો દરેક જગ્યાએ સામે હોય છે મસજીદમાં પઢે અથવા ઘરમાં પઢે, પરંતુ મસજીદમાં વધુ સવાબ મળે છે.

સવાલ—નમાઝ પઢવા પહેલાં મોં, હાથ, અને પગ ધોવાને શું કહે છે ?

જવાબ—તેને વોઝુ કહે છે વોઝુ કર્યા વિના નમાઝ થતી નથી.

સવાલ—નમાઝમાં કઇ દિશાએ મોં કરી ઉભા રહેવું જોઇએ ?

જવાબ—પશ્ચિમ તરફ જ્યાં સુર્ય આથમે છે.

સવાલ—પશ્ચિમ તરફ મોં કરવાનો હુકમ શા માટે થયો ?

જવાબ—મક્કા શરીફમાં ખુદાનું એક ઘર છે. જેને કઅબા શરીફ કહે છે. તે તરફ નમાઝમાં મોં કરવું જરૂરી છે. અને તે અમારા શહેરોથી પશ્ચિમ દિશામાં છે તેથી પશ્ચિમ તરફ મોઢું કરી નમાઝ પઢાય છે.

સવાલ—જે બાજુએ મોઢું કરી નમાઝ પઢાય છે તેને શું કહે છે ?

જવાબ—તેને કિબ્લો કહે છે.

સવાલ—રાત દિવસમાં કેટલી નમાઝો પઢાય છે ?

જવાબ—કુલ પાંચ વખતની નમાઝ ફરજ છે.

સવાલ—તે પાંચ નમાઝોનું નામ શું છે ?

જવાબ—પહેલી ફજરની જે સવારે સુર્ય ઉગતા પહેલાં પઢાય છે. બીજી ઝોહરની જે બપોરે સુર્ય નમ્યા પછી પઢાય છે, ત્રીજી અસરની જે સુરજ આથમવાથી દોઢ બે કલાક પહેલાં પઢવામાં આવે છે. ચોથી મગરેબની જે આથમ્યા પછી પઢાય છે. પાંચમી એશાની જે દોઢ બે કલાક રાત ગયા પછી પઢવામાં આવે છે.

સવાલ—અઝાન કોને કહે છે ?

જવાબ—જ્યારે નમાઝનો વખત થાય છે ત્યારે નમાઝ પઢવાથી થોડીક વાર પહેલાં એક માણુસ ઉભો રહી જોરથી આ શબ્દો કહે છે. અલ્લાહો અકબર અલ્લાહો અકબર,

અલ્લાહો અકબર અલ્લાહો અકબર,[1] અશહદો અલ્લા એલાહ ઇલ્લલ્લાહ અશહદો અલ્લા એલાહ ઇલ્લલ્લાહ,[2] અશહદો અન્ન મોહંમદર રસૂલુલ્લાહ અશહદો અન્ન મોહંમદર રસૂલુલ્લાહ[3] હય્ય અલસ્સલાહ, હય્ય અલસ્સલ્લાહ,[4] હય્ય અલલ ફ્લાહ હય્ય અલલ ફ્લાહ,[5] અલ્લાહો અકબર અલ્લાહો અકબર, લાએલાહ ઇલ્લલ્લાહ. આ શબ્દોને અઝાન કહે છે સવારની અઝાનમાં હય્ય અલલ ફ્લાહની પછી અસ્સલાતો ખૈરૂમ મિનન નૌમ[6] પણ બેવાર કહેવું જોઇએ.

સવાલ–તકબીર કોને કહે છે?

જવાબ–જ્યારે નમાઝ પઢવા માટે ઉભા થાય છે, ત્યારે નમાઝ શરૂ કરવા પહેલાં એક માણસ તેજ શબ્દો કહે છે જે અઝાનમાં બોલવામાં આવે છે એને તકબીર અથવા એકામત કહે છે. તકબીરમાં હય્ય અલલ ફ્લાહની પછી "કદ કામતિસ્સલાહના શબ્દને બેવાર અઝાનના શબ્દોથી વધારે બોલાય છે.

સવાલ–જે માણસ અઝાન કહે છે તેને શું કહે છે?

જવાબ–તેને મોઅઝ્ઝિન કહે છે.

સવાલ–ઘણા લોકો ભેગા થઇ નમાઝ પઢે છે તેમાં આ નમાઝને અને નમાઝ પઢાવનારને તેમ પઢનારને શું કહે છે?

જવાબ–બધા ભેગા થઇ જે નમાઝ પઢે છે તેને જમાઅતની નમાઝ, અને નમાઝ પઢાવનારને ઇમામ, અને તેની પાછળ નમાઝ પઢનારને મુક્તદી કહે છે.

(૧) અર્થ–ખુદા સર્વથી મોટો છે. ચાર વાર કહે.

(૨) અર્થ–હું સાક્ષી આપું છું કે ખુદા વગર કોઇ પુજ્ય નથી તેના સિવાય કોઇની બંદગી નથી.

(૩) અર્થ–હું સાક્ષી આપું છું કે હજરત મોહંમદ (સલ) અલ્લાહના રસૂલ છે. (૪) અર્થ–તમો નમાઝ પઢવા આવો. (૫) અર્થ–તમો છુટકારા માટે આવો. (૬) અર્થ–નમાઝ ઉંઘવાથી સારી છે. અ. ૨.

સવાલ—એકલા નમાઝ પઢનાર ને શું કહે છે?

જવાબ—તેને મુન્ફરેદ કહે છે.

સવાલ—જે ઘર ખાસ નમાઝ પઢવા માટે બનાવવામાં આવે છે અને જેમાં જમાઅતની નમાઝ થાય તેને શું કહે છે?

જવાબ—તેને મસજીદ કહે છે.

સવાલ—મસજીદમાં જઇ શું કરવું જોઇએ?

જવાબ—મસજીદમાં નમાઝ પઢવી, કુરઆન શરીફ પઢવું તથા વજીફો પઢવો, અથવા અદબથી ચૂપ ચાપ (છાનો) બેસી રહેવું જોઇએ. રમવું, કુદવું, શોર કરવો અથવા દુનિયાની વાતો કરવી બુરી વાત છે.

સવાલ—નમાઝ પઢવાથી શું ફાયદો થાય છે?

જવાબ—નમાઝ પઢવાથી ઘણા ફાયદા થાય છે. તેમાંથી થોડાક તમને બતાવીએ છીએ.

(૧) નમાઝી માણુસનું શરીર અને કપડાં પવિત્ર અને સ્વચ્છ રહે છે.

(૨) નમાઝી માણુસથી ખુદા રાજી અને ખુશ થાય છે.

(૩) નમાઝી માણુસથી હજરત મોહમંદ (સલ) રાજી અને ખુશ થાય છે.

(૪) નમાઝી માણુસ ખુદાની નજીક નેક હોય છે.

(૫) નમાઝી માણુસની સારા લોકો ઇજ્જત પણ કરે છે.

(૬) નમાઝી માણુસ ઘણા પાપોથી બચી જાય છે.

(૭) નમાઝી માણુસને મરવા પછી ખુદા તઆલા સુખમાં રાખે છે.

સવાલ—નમાઝમાં જે કંઇ પઢાય છે તે સર્વેનું નામ અને ઇબારત શું છે?

જવાબ—નમાઝ શરૂ કર્યાથી લઇ છેવટ સુધી જે પઢાય છે તેના નામ અને શબ્દો આ છે.

તકબીર—અલ્લાહો અકબર

સના—સુબ્હાનકલ્લા હુમ્મા વ બે હમ્દેક વ તબાર-કેસ્મોક વ તઆલા જદદોક વલા એલાહ ગૈરોક¹
તઅવ્વોઝ—અઉઝો બિલ્લાહે મિનશ્શતા નિર્રજીમ.²
તસમેયહ—બિસ્મિલ્લાહિર રહમા નિર્રહીમ.³

## સુરએ ફાતેહા અથવા અલહમ્દો.

અલહમ્દો લિલ્લાહે રબ્બલ આલમીન* અર રહમાનર રહીમ* માલેકે યવમિદ્દીન* ઇયાક નઅબોદો વ ઇયાક નસતઇન* એહદે નસ્સેરાતલ મુસ્તકીમ* સેરાતલ્લઝીના અનઅમતા અલૈહમ ગૈરિલ મગદૂબે અલૈહેમ વલદ્દાલ્લીન.⁴

## —સુરએ કૌસર.—

ઇન્ના અઅતૈનાકલ કૌસર* ફસલ્લે લેરબ્બેક વનહર ઇન્ના શાનેઅક હોવલ અબતર.*⁵

---

૧ તારી હમ્દની સાથે ઓ અલ્લાહ તારી પાકી બ્યાન કરૂં છું અને તારૂં નામ ઘણું ખુબીનું છે. અને તારી અજમત (મોટાઇ) ઉંચી છે. અને તારા વગર કોઇ પુજ્ય (માબુદ) નથી

(૨)અર્થ—બચાવ ચાહું છું, ખુદા (ના નામ) ની સાથે ધુતકારેલા શૈતાનથી.

(૩) અર્થ—શરૂ કરૂં છું, ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કર્તા છે.

(૪)અર્થ—સર્વ તારીફ ખાસ ખુદાને માટે છે. જે સઘળી જહાનનો પાળનાર છે.* કૃપાળુ (અને) દયાળુ છે.* કેયામતના દિવસનો માલેક છે.* તારીજ અમે બંદગી કરીએ છીએ, અનેતારાથીજ અમે મદદ માગીએ છીએ.* તું અમને સીધો માર્ગ દેખાડ* તેઓનો માર્ગ કે જેઓ ઉપર તેં ફઝલ કર્યો છે, ન તેઓનો માર્ગ જેમના પર તેં ગુસ્સો કર્યો અને ન ભટકેલાઓનો માર્ગ. આ. રે.

(૫) અર્થ—ખરેખર અમે તને "કૌસર" બક્ષિસ આપી છે.* માટે

## — સુરએ ઇખલાસ —

કુલ હોવલ્લાહો અહદ* અલ્લાહુસ્સમદ* લમયાલદ વ લમ યૂલદ વ લમ યકુલલહુ કોફોવન અહદ.*[1]

## —સુરએ ફલક.—

કુલ અઉઝો બેરબ્બિલ ફલકે* મિન શરરેમાખલક* વમિન શરરે ગાસેકિન ઇઝા વકબ* વમિન શરરિન નફ્ફાસાતે ફિલઓકદે* વ મિન શરરે હાસેદિન ઇઝા હસદ*[2] ;

## —સુરએ અન્નાસ.—

કુલ અઉઝો બે રબ્બિન્નાસે* મલેકિન્નાસે* એલાહિન્નાસે* મિન શરરિલ વસ્વાસિલ ખન્નાસ* અલ્લઝી યોવસવેસો ફી સોદુરિન્નાસ* મિનલ જીન્નતે વન્નાસ.*[3]

### રૂકુઅ એટલે નમગાની હાલતની તસબીહ

તું તારાખુદા (નીખુશી) મારે નમાઝ પઢ, અને કુરબાની કર.* ખરેખર તારો દુશ્મન તે પોતેજ અબતર છે. એટલે પુત્ર ન હોવાથી જેનું નામ કાયમ ન રહી શકે તે.*

(૧) અર્થ—કહે, કે તે અલ્લાહ એકજ છે,* તે સ્વતંત્ર (બેનિયાઝ) અલ્લાહ છે.* તેનાથી કોઇ જનમ્યો નથી, અને તે કોઇથી પેદા થયો નથી.* અને તેના સમાન બીજો કોઇ નથી.* અ. ર.

(૨) અર્થ— કહે, કે હું સવારના પરવરદેગારનો આશ્રય લઉં છું.* તેની પેદા કરેલી વસ્તુઓની બુરાઇથી,* અને અંધારી રાત્રીની બુરાઇથી,* અને તે જાદુગર સ્ત્રીઓની બુરાઇથી, જે ગાંઠોમાં ફુંકે છે.* અને હસદ કરનારની બુરાઇથી, જ્યારે હસદ કરે.

(૩) અર્થ—કહે, કે પનાહ ચાહું છું. લોકોના પાલનહાર,* લોકોના શહેનશાહ લોકોના માબુદની,* તે શૈતાનના વસવસાઓની બુરાઇથી,* જે લોકોના દિલોમાં વસવસા નાખે છે,* જીન્નાત તેમ ઇનસાન બંનેમાંથી થાય છે.* અબ્દુર રહીમ.

સુબહાના રબ્બેયલ અઝીમ.[1]

કોમાની એટલે રૂકુઅથી ઉભા થવાની તસબીહ,

તથા તહમીદ.

સમેઅલ્લાહો લેમન હમેદહ.[2] પછી રબ્બના લકલ હમ્દ.[3]

સિજદા એટલે ભોંયપર માથું મૂકવાની સ્થિતીની તસબીહ.

સુબહાના રબ્બેયલ અઅલા.[4]

તશાહહુદ અથવા અત્તહીયાત.

અત્તહીયાતો લિલ્લાહે વસ્સલવાતો વત્તૈયેબાતો અસ્સલામો અલૈક ઐયોહન નબીયો વ રહમતુલ્લાહ વ બરકાતોહ, અસ્સલામો અલૈના વ અલા એબાદલ્લા હિસ્સાલેહીન અશહદો અલ્લાએલાહા ઇલ્લલ્લાહો વ અશહદો અન્ન મોહંમદન અબ્દોહુ વ રસૂલોહ.[5]

—દરૂદ શરીફ—

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહંમદિંવ વ અલા આલે મોહંમદિન કમા સલ્લૈતા અલા ઇબ્રાહીમ વ અલા આલે ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મા બારેક અલા મોહંમદિંવ વ અલા આલે મોહંમદિન કમા

---

(૧) અર્થ—પવિત્ર છે મારો પરવરદિગાર જે મોટો છે.

(૨) અર્થ—જેણે ખુદાપાકની તારીફ કરી, તેને ખુદાએ કબુલ કર્યો,

(૩) અર્થ—ઓ અમારા પરવરદેગાર, તારાજ માટે સર્વ તારીફ છે.

(૪) અર્થ—પાક છે મારો પરવરદેગાર જે શ્રેષ્ટ છે. અ. ર.

(૫) અર્થ—સઘળી તારીફો, બદનની તથા પાક માલની એબાદતો, અલ્લાહનેજ માટે છે. ઓ નબી ! (સલ્લ) તમારા ઉપર સલામ, ખુદાની રહમત, અને તેની બરકતો થાઓ. અને અમારા, તેમ ખુદાના નેક બંદાઓ ઉપર સલામ થાઓ. હું સાક્ષી આપું છું, કે ખુદા સિવાય કોઈ પુજ્ય નથી. તેમ સાક્ષી આપું છું, કે મોહંમદ (સલ્લ) તેના બંદા અને તેના રસુલ છે. અ. ર.

બારકતા અલા ઈબ્રાહીમ વ અલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.[1]

—દરૂદના પછીની દોઆ—

અલ્લાહુમ્મા ઈન્ની ઝલમતો નફ્સી ઝુલ્મન કસીરં વ લા યગફેરૂઝ ઝોનુબ ઈલ્લા અન્ત ફગફેરલી મગફેરતમ મિન ઈન્દેક વરહમની ઈન્નક અન્તલ ગફુરૂર રહીમ.[2]

—સલામ.—

અસ્સલામો અલૈકુમ વ રહમતુલ્લાહ.

— નમાઝ પછીની દોઆ —

અલ્લાહુમ્મા અન્તસ્સલામ વ મિન્કસ્સલામ તબારકતા યા ઝલજલાલે વલ ઈકરામ.[4]

— દોઆએ કોનુત —

અલ્લાહુમ્મા ઈન્ના નસતઈનોક વ નસતગફેરોક વ નોઅમેનો બેક વ નતવક્કલો અલૈક વ નુસ્ની અલેકલ ખેર, વ નશકોરોક વ લાનકફોરોક વ નખલઓ વ નતરોકો મંય યફ્જોરોક, અલ્લાહુમ્મા

(૧) અર્થ—ઓ અલ્લાહ! તું ખાસ રહમત મોહંમદ (સલ) પર, તથા મોહમદ (સલ) ની આલ ઉપર મોકલ. જેવી કે તેં ખાસ રહમત ઇબ્રાહીમ (અલે) પર, તથા ઇબ્રાહીમની આલ પર મોકલી છે. બેશક તું સ્તુત્ય બુજરૂગીવાળો છે. ઓ અલ્લાહ તું મોહમદ (સલ) ને, તથા મોહમદ (સલ)ની આલને બરકત આપ. જેવી કે તે ઇબ્રાહીમ (અલે) ને તથા ઇબ્રાહીમની આલને બરકત આપી. બેશક તું સ્તુત્ય બુજરૂગી વાળો છે.

(૨) અર્થ—ઓ અલ્લાહ! મેં મારા જાન પર ઘણોજ જુલમ કર્યો છે. અને બેશક તારા સિવાય કોઈપણ ગુનાહોને માફ કરનાર નથી. તો તારી બક્ષીસથી મને માફ કર, અને મારા ઉપર રહમ કર. બેશક તુંજ બક્ષિસવાળો રહમ કર્તા છે.

(૩) અર્થ—તમારા ઉપર સલામતી અને ખુદાની રહમત થાઓ.

(૪) અર્થ—ઓ અલ્લાહ! તું સલામત છે. અને તારાજ તરફથી સલામતી છે. તું આલીશાન દરજાવાળો અને બુજરૂગીવાળો છે. અ. ૨.

ઇયાક નઅબોદો વ લક નોસલ્લી વ નસજોદો વ એલૈક નસઆ વ નહફેદો વ નરજુ રેહમતક વ નખશા અઝાબક ઇન્ન અઝાબક ભલ કુફ્ફારે મુલહેક. [૧]

## વુઝુ કરવાની રીત

સવાલ—વુઝુ કેવી રીતે કરવું જોઇએ?

જવાબ—ચોકખા વાસણમાં પાક પાણી લઇ કિબ્લા તરફ મોં કરી કોઇ પાક સાફ ઉંચી જગ્યાએ બેસો તો સારૂં છે. જો તેમ થઇ ન શકે તો કંઇ નુકસાન નથી. બાંયોને કોણીઓ ઉપર ચઢાવી લો. ફરી બિસ્મિલ્લાહ પઢી પહોંચા સુધી બંને હાથ ધુઓ. પછી ત્રણ વાર કુલ્લી (કોગળો) કરી મિસ્વાક (દાતણ) કરો જો દાતણ ન હોય તો આંગળીથી દાંત સાફ કરો. ફરી ત્રણ વાર નાકમાં પાણી નાખી ડાબા હાથની ટચલી (નાની) આંગળીથી નાક સાફ કરો. ફરી ત્રણ વાર મોં ધુઓ. મોં પર પાણી જોરથી મારો નહિ બલકે ધીમેથી પેશાની પર પાણી નાખી ધુઓ. પેશાનીના વાળથી ઠોડીની નીચે સુધી તેમજ એક કાનથી બીજા કાન સુધી ધોવું જોઇએ. ફરી કોણીઓ સાથે બંને હાથ ધુઓ, પહેલાં જમણો હાથ પછી ડાબો હાથ. પછી હાથ પાણીમાં ભીંજવી માથાનો મસેહ કરો, ફરી કાનોનો, ફરી ગરદ-

(૧) અર્થ—ઓ અલ્લાહ! તારાથી મદદ માગીએ છીએ. અને તારાથી બક્ષિસ ચાહીએ છીએ. અને તારા પર ઇમાન લાવીએ છીએ. અને તારા ઉપર ભરોસો રાખીએ છીએ. અને તારી ભલી તારીફ કરીએ છીએ. અને તારો શુકર કરીએ છીએ અને તારો નકાર કરીશું નહિ. અને જેણે તારી ના ફરમાની કરી, તેને કાઢી મુકીશું, અને તજી દઇશું. ઓ અલ્લાહ! તારીજ બંદગી કરીએ છીએ. અને તારીજ નમાઝ પઢીએ છીએ. અને સિજદો કરીએ છીએ. અને તારાજ તરફ દોડીએ છીએ, અને ખીજમતમાં હાજર થઇએ છીએ. અને તારી રહમતની ઉમેદ રાખીએ છીએ. અને તારા અઝાબથી ડરીએ છીએ. ખચીત તારો અઝાબ કાફેરોને મળનાર છે. અબ્દુર રહીમ.

નનો મસોહ માત્ર એકજ વાર કરવો જોઇએ. ફરી ત્રણ વાર બંને પગ ઘુંટી સાથે ધુઓ, પણ પહેલાં જમણો પછી ડાબો ધોવો જોઇએ.

## — નમાઝ પઢવાની રીત —

સવાલ—નમાઝ પઢવાની રીત શું છે?

જવાબ—નમાઝ પઢવાની રીત આ છે કે વુઝુ કરી, પાક કપડાં પહેરી, પાક જગ્યા ઉપર કિબ્લા તરફ મોં કરી ઉભા રહો, નમાઝની નીયત કરી બંને હાથ કાનો સુધી ઉઠાવી "અલ્લાહો અકબર" કહી ડુંટીની નીચે બંને હાથ બાંધો. ડાબા હાથ ઉપર જમણો હાથ રહે. નમાઝમાં આમ તેમ જુઓ નહિ. અદબથી ઊભા રહો. ખુદા પાકનું ધ્યાન રાખો. હાથ બાંધી "સના" પઢો. પછી તઅવ્વુઝ અને તસમેયહ પઢી અલહમ્દો શરીફ પઢો. સુરત પૂરી કર્યા બાદ ધીમેથી આમીન કહો. ફરી સુરએ ઇખલાસ અથવા બીજી જે સુરત મોઢે યાદ હોય તે પઢી અલ્લાહો અકબર કહી રૂકુઅ ને માટે નમી જાવ રૂકુઅમાં બંને હાથોથી ઘુંટણોને મજબુત પકડો. પછી રૂકુઅની તસબીહ ત્રણ અથવા પાંચ વાર પઢો. ફરી તસમીઅ કહેતાં સીધા ઉભા થઇ જાવ અને તહમીદ પણ પઢી લો. ફરી તકબીર કહેતાં એવી રીતે સિજદામાં જાવ કે ભોંય પર પહેલાં બંને ઘુંટણ પછી બંને હાથ, પછી બંને હાથો વચ્ચે પેશાની અને નાક મુકો. અને સિજદાની તસબીહ ત્રણ અથવા પાંચ વાર કહો. પછી તકબીર કહેતાં ઉઠી સીધા બેસી જાવ ફરી તકબીર કહી ઉપર પ્રમાણેજ બીજો સિજદો કરો. ફરી તકબીર કહેતાં ઉભા થઇ જાવ. બીજા સિજદા સુધી એક રકાત પુરી થઇ ગઇ, અને બીજી રકાત શરૂ થઇ હવે બિસ્મિલ્લાહ પઢી અલહમ્દો શરીફ અને બીજી કોઇ સુરત પઢો, પછી રૂકુઅ, કૌમો, અને બંને સિજદા કરી બેસી જાવ

અને પહેલાં તશહ્હુદ, પછી દરૂદ શરીફ પછી દોઆ પઢો. ફરી સલામ ફેરવો. પહેલાં જમણી બાજુએ પછી ડાબી બાજુએ. જે તરફ સલામ ફેરવો તેણી ગમ મોં પણ ફેરવવું જોઇએ. આ બે રકાત નમાઝ પુરી થઈ ગઇ. સલામ ફેરવ્યા બાદ દોઆ પઢો અને દોઆ માગવી વેળા હાથ ઉઠાવો પણ ખભાથી ઉંચા થાય નહિ. દોઆ પછી બંને હાથ મોં પર ફેરવી લો.

સવાલ—બંને સિજદાઓની વચ્ચે અને તશહ્હુદ પઢતી વખતે કેવી રીતે બેસવું જોઇએ.

જવાબ—જમણા પગને એવી રીતે ઉભો રાખો કે તેનાં આંગળાં કબ્લા તરફ રહે. અને ડાબા પગને પાથરી તે ઉપર બેસી જાવ. બેસવાની હાલતમાં બંને હાથ ઘુંટણો પર રાખવા જોઇએ.

સવાલ—ઇમામ, મુનફરિદ, અને મુકતદીની નમાઝમાં કંઈ ફેરફાર છે અથવા નહિ?

જવાબ—હા ત્રણેની નમાઝમાં સહેજ ફેર છે. તે આ કે ઇમામ અને મુનફરિદ પહેલી રકાતમાં સના પઢયા બાદ અઉઝો, બિસ્મિલ્લાહ, અલહમ્દો, અને સુરત પઢે છે. અને બીજી રકાતમાં બિસ્મિલ્લાહ, અલહમ્દો, અને સુરત પઢે છે. પણ મુકતદી માત્ર પહેલી રકાતમાં સના પઢી બીજી રકાતોમાં છાનોમાનો ઉભો રહે.

બીજો ફેર આ છે કે રૂકુઅથી ઉઠતી વખતે ઇમામ, અને મુનફરિદ સમેઅલ્લાહો લેમન હમેદહ કહેછે અને મુનફરિદ તસમીઅની સાથે તહમીદ પણ કહી શકે છે. પણ મુકતદીને ફકત રબ્બના લકલ હમ્દ કહેવું જોઇએ.

સવાલ—જો ત્રણ અથવા ચાર રકાત નમાઝ પઢવી હોયતો કેવી રીતે પઢવી ?

જવાબ—બે રકાતો ઉપર બયાન કર્યા મુજબજ પઢવી પણ કાએદામાં અત્તહીયાત પઢયા પછી દરૂદ ન પઢતાં અલ્લાહો અકબર કહી ઉભા થઇ જવું. ફરી જો નમાઝ વાજેબ, કે સુન્નત, કે નફિલ, હોય તો પહેલી બે રકાતો પ્રમાણેજ બીજી રકાતો પણ પઢી લેઃ અને જો ફરજ નમાઝ હોય તો ત્રીજી અને ચોથી રકાતમાં અલહમ્દોની પછી સુરત ન પઢવી જોઇએ બાકી બધું પહેલી બે રકાતો પ્રમાણેજ કરવું.

સવાલ—સુન્નત અથવા નફિલ નમાઝની ત્રણ રકાતો પઢી શકાય કે નહિ.

જવાબ—નહિ. બે અથવા ચારજ રકાત પઢી શકાય છે.

સવાલ—રૂકુઅ કરવાનો ખરો તરીકો શું છે?

જવાબ—રૂકુઅ એવી રીતે કરે, કે માથું અને કમર બંને બરાબર થઇ રહે એટલે માથું કમરથી ઉંચું તેમ નીચું પણ ન થાય. અને બંને હાથ પાંસળાંથી જુદા રહે અને બંને હાથથી ઘુંટણોને મજબુત પકડવામાં આવે.

સવાલ—સિજદો કરવાની બરાબર કઇ રીત છે?

જવાબ—સિજદો આ પ્રમાણે કરવો જોઇએ કે બંને હાથના પંજા જમીન પર અને કાંડાં તેમજ કોણીઓ જમીનથી જુદાં રહે.

સવાલ—નમાઝ બાદ આંગળીઓ પર ગણીને શું પઢવામાં આવે છે?

જવાબ—સુબહાનલ્લાહ તેત્રીસવાર, અલહમ્દો લિલ્લાહ તેત્રીસવાર, અને અલ્લાહો અકબર ચોત્રીસવાર પઢવું જોઇએ. એનો બહુજ મોટો સવાબ છે.



# જાહેર ખબર

**મશારેકુલ અનવાર**—ગુજરાતી, આ અરબી તથા ઉર્દુ કિતાબનો તરજુમો છે. એમાં કર્તાએ જગત જાણીતી માતબર અને ઉલમાઓમાં માન્ય હદીસની કિતાબો બુખારી તથા મુસલિમ શરીફમાંથી એકમતે પ્રસાર થએલી ૨૨૭૨ હદીસો લખી છે. અને દરેક હદીસો નંબર વાર લખી છે. તેમજ દરેક હદીસના નીચે ફાયદામાં તેનો ખુલાસો લખ્યો છે. કે જો કોઇ હદીસનો તરજુમો સમજી ન શકાય તો ફાયદાથી મતલબ સમજી શકે એમાં ભાષાંતર કરનાર સાહેબે ગુજરાતી મહાવરાનો ખ્યાલ રાખ્યો છે. અરબી મહાવરા પ્રમાણે શબ્દે શબ્દનો તરજુમો કર્યો નથી, કે જેથી મતલબ સમજતાં સુગમ પડે વળી કેટલીક જગ્યામાં હજરત મૌલાના મરહુમ ગુલામ મોહંમદ સાહેબે [ખુદા તેમની કબરમાં નૂર વરસાવે, આમીન] નોટમાં ઘણો ખુલાસો પણ બયાન કર્યો છે. જેથી દરેક દીની ભાઇઓને આ અમુલ્ય કિતાબને પોતાના ઘરમાં રાખવી યોગ્ય છે. ભાગ ૧લો એમાં ૭૧૩ હદીસો છે. ભાગ ૨જો એમાં ૭૨૬ હદીસો છે ભાગ ૩જો એમાં ૮૧૨ હદીસો છે. દરેકની કીંમત રૂા. ૨) ત્રણે ભાગ સાથે લેનાર પાસેથી રૂા. ૫) લેવામાં આવશે.

**માલાબુદ્દ મિન્હો**—ગુજરાતી, આ ફારસી કિતાબનો ગુજરાતી ભાષામાં તરજુમો થયો છે. જોકે ઉર્દુમાં આ કિતાબનો તરજુમો છપાયો છે પણ તે માત્ર કિતાબનોજ તરજુમો થયો છે અને ગુજરાતીમાં તેની સઘળી નોટોનો પણ તરજુમો છે થયો જેમાં સેંકડો મસલા સમાયલા છે. આ કિતાબની ખુબી માટે આટલુંજ બસ છે કે એ દરેક ઇસ્લામી મદ્રસામાં પઢાવવામાં આવે છે એમાં આસરે ૨૦૦૦થી વધુ હનફી મઝહબના માતબર મસલા છે. બીજી આવૃત્તિ કીંમત રૂા. ૨–૦–૦

નોટ—જેઓ તાલીમુલ ઇસ્લામ ભાગ પહેલો ગરીબ મુસલમાનોને મફત વહેંચવા માટે વધુ નકલ ખરીદ કરશે તેઓ પાસે એકસો નકલના રૂપીઆ દશ લેવામાં આવશે.

**અબ્દુર રહીમ મેનેજર કુતુબખાના સાદેકીયહ**

રાંદેર જી. સુરત

